श्रीआत्मतिलक ग्रंथ सोसायटी पुस्तक नं. २९.



# जैनधर्मनुं अहिंसातत्त्व.

प्रकाशक—

श्रीआत्मतिलक ग्रंथ सोसायटी,
भारत जैन विद्यालय, पूना सिटी.



श्रीआत्मातिलक ग्रंथ सोसायटी पुस्तक नं. २९.

# जैनधर्मनुं अहिंसातत्त्व.



प्रकाशक—

श्रीआत्मतिलक ग्रंथ सोसायटी,

भारत जैन विद्यालय, पूना सिटी.



निपाणीवाळी शा॰ खेमचंद तुळजारामनी प्रेरणाथी बत्तीसी-
राळानिवासी भंडारी वालचंद नथ्याभाई तरफथी
साधु साध्वीओने भेट.

# जैनधर्मनुं अहिंसातत्त्व

જૈનધર્મના બધાજ આચારવિચાર એક માત્ર અહિંસાના તત્ત્વ-પર રચાયલા છે. એમ તો ભારતના બ્રાહ્મણ, બૌદ્ધ આદિ તમામ પ્રસિદ્ધ ધર્મોએ અહિંસાને 'પરમધર્મ' માન્યો છે અને બધા ઋષિ, મુનિ, સાધુ-સંત ઈત્યાદિ ઉપદેષ્ટાઓએ અહિંસાનું મહત્ત્વ તેમજ ઉપાદેયત્વ બતાવ્યું છે; તથાપિ આ તત્ત્વને જેટલું વિસ્તૃત, જેટલું સૂક્ષ્મ, જેટલું ગહન અને જેટલું આચરણીય જૈનધર્મે બનાવ્યું છે તેટલું બીજા કોઈએ બનાવ્યું નથી. જૈનધર્મના પ્રવર્તકોએ અહિંસા તત્ત્વને ચરમસીમા સુધી પહોંચાડી દીધું છે. એમણે કેવળ અહિંસાનું કથન-માત્રજ કર્યું નથી પરન્તુ એનું આચરણ પણ તેવુંજ કરી બતાવ્યું છે. જ્યારે અન્ય ધર્મોનું અહિંસા તત્ત્વ કેવળ કાયિક બનીને રહી ગયું છે ત્યારે જૈન-ધર્મનું અહિંસા તત્ત્વ એનાથી બહુજ આગળ વધીને વાચિક તથા માનસિકથીયે પર—આત્મિક રૂપ બની ગયું છે. બીજાઓની અહિંસાની મર્યાદા મનુષ્ય અને એનાથી આગળ બહુ તો પશુ-પક્ષીના જગત સુધી જઈને સમાપ્ત થઈ જાય છે; પરન્તુ જૈની અહિંસાની કોઈ મર્યાદાજ નથી. એની મર્યાદામાં સર્વ ચરાચર જીવ જાતિનો સમાવેશ થઈ જવા છતાં પણ તે અમિત રહે છે. એ વિશ્વની પેઠે અમર્યાદ-અનંત છે, અને આકાશની માફક સર્વ પદાર્થ વ્યાપી છે.

## जैन अहिंसाना संबंधमां गेरसमजुती.

પરન્તુ જૈનધર્મના આ મહાન તત્ત્વનું યથાર્થ રહસ્ય સમજી લેવાને ઘણાજ થોડા મનુષ્યોએ પ્રયત્ન કર્યો છે. જૈનોની આ અહિંસાની બાબતમાં જનતાની અંદર પુષ્કળ અજ્ઞાનતા અને ગેર

સમજ ફેલાયલી છે. કોઈ એને અવ્યવહાર્ય જણાવે છે તો કોઈ એને અનાચરણીય બતાવે છે. કોઈ આત્મઘાતકી કહે છે તો કોઈ રાષ્ટ્રનાશિની. કોઈ વળી કહે છે કે જૈનધર્મની અહિંસાએ દેશને પરાધીન બનાવી દીધો છે તો વળી કોઈ એમપણ કહેવાને તૈયાર થાય છે કે એણે પ્રજાને નિર્વીર્ય બનાવી મૂકી છે. આ પ્રમાણે જૈન-ધર્મીય અહિંસાની બાબતમાં અનેક મનુષ્યોના કુવિચાર સાંભળવામાં આવે છે. થોડાક વર્ષ પહેલાં દેશ-ભક્ત પંજાબકેસરી લાલાજીએ સુદ્ધાં એવોજ એક ભ્રમાત્મક વિચાર પ્રકટ કર્યો હતો, જેમાં મહાત્મા ગાંધીજી દ્વારા પ્રચારિત અહિંસાના તત્ત્વનો વિરોધ કરવામાં આવ્યો હતો. અને પછી જેનું સમાધાનકારક ઉત્તર સ્વયં મહાત્માજીએ આપ્યું હતું. લાલાજી જેવા ઉંડા વિદ્વાન અને પ્રસિદ્ધ દેશનાયક થઈને તથા જૈનસાધુઓનો પૂરો પરિચય હોવા છતાં પણ જ્યારે આ અહિંસાની બાબતમાં આવા ભ્રાન્ત વિચાર રાખી શકે છે તો પછી અન્ય સાધારણ મનુષ્યોની તો વાતજ શી કરવી? હાલમાંજ—કંઈ થોડા દિવસ પહેલાં—જી. કે. નરીમાન નામના એક પારસી વિદ્વાને મહાત્માજીને સંબોધન કરીને એક લેખ લખ્યો છે જેમાં એમણે જૈનોની અહિંસાના સંબંધે એવાજ ભ્રમપૂર્ણ ઉદ્ગાર પ્રગટ કર્યા છે. મિ. નરીમાન એક અચ્છા ઓરિઅન્ટલ સ્કોલર છે, અને એમને જૈન સાહિત્ય તેમજ જૈન વિદ્વાનોનો કંઈક પરિચય હોય એમ પણ જણાય છે. તેથી જૈનધર્મથી પરિચિત અને પુરાતન ઇતિહાસથી અભિજ્ઞ એવા વિદ્વાનોના મ્હોં-ચેથી જ્યારે આવા અવિચારપૂર્ણ ઉદ્ગાર સંભળાય છે ત્યારે સાધારણ મનુષ્યોનાં મનમાં ઉક્ત પ્રકારની ભ્રાન્તિ ઠસી જવી સાહજિક છે. એ કારણથી અમે અહીં આગળ આજ જૈન-ધર્મની અહિંસાસંબંધે જનસમાજમાં જે જે ભ્રાન્તિઓ ફેલાયલી છે તેનું સંક્ષેપમાં મિથ્યાપણું બતાવી આપવા પ્રેરિત થયા છીએ.

જૈની અહિંસાની બાબતમાં પહેલો આક્ષેપ એ કરવામાં આવે છે કે, જૈનધર્મના પ્રવર્તકોએ અહિંસાની મર્યાદા એટલી લાંબી ચહોળી અને વિસ્તૃત બનાવી દીધો છે કે જેનાથી એ લગભગ

અવ્યવહાર્યની કોટિએ જઈ પહોંચી છે. જે કોઈ આ અહિંસાનું પૂર્ણરૂપથી પાલન કરવા ચાહે તો તેને પોતાની સમગ્ર જીવન-ક્રિયાઓ બંધ કરવી જોઈએ અને નિશ્ચેષ્ટ થઈને દેહનો ત્યાગ કરવો પડે. જીવનવ્યવહારને ચાલુ રાખવો અને આ અહિંસાનું પાલન પણ કરવું એ બે વાતો પરસ્પર વિરૂદ્ધ છે. અતઃ આ અહિંસાપાલનની મતલબ આત્મઘાત કરવો છે. ઈત્યાદિ.

યદ્યપિ એમાં કંઈ શક નથી કે, જૈન અહિંસાની મર્યાદા ઘણીજ વિસ્તૃત છે અને એથી તેનું પાલન કરવાનું કામ બધાઓને માટે બહુજ કઠીણ છે. તથાપિ એ સર્વથા અવ્યવહાર્ય છે અથવા આત્મઘાતક છે એમ કહેવામાં જરાપણ અર્થ નથી. એ અવ્યવહાર્ય પણ નથી અને આત્મઘાતકપણ નથી. એ બીના તો સહુ કોઈ સ્વીકારે છે તેમ માને પણ છે કે આ અહિંસા તત્ત્વના પ્રવર્તકોએ એનું આચરણ પોતાના જીવનમાં પૂર્ણપણે કર્યું હતું. તેઓ એનું પૂર્ણપણે પાલન કરતા હતા છતાં પણ તેઓ અનેક વર્ષ જીવતા રહ્યા અને જગત્‌ને પોતાનું પરમ તત્ત્વ સમજાવતા રહ્યા. એમના ઉપદેશ પ્રમાણે અન્ય અસંખ્ય મનુષ્યોએ આજ સુધી આ તત્ત્વનું યથાર્થ સ્વરૂપે પાલન કર્યું છે પરન્તુ કોઈને એ આત્મઘાત કરવાનું કામ નથી પડયું. એથી આ બાબત તો સર્વાનુભવસિદ્ધ જેવી છે કે જૈન અહિંસા અવ્યવહાર્ય પણ નથી અને એનું પાલન કરવાને માટે આત્મઘાત કરવાની પણ આવશ્યકતા નથી. આ વિચાર તો એના જેવો છે કે મહાત્મા ગાંધીજીએ દેશના ઉદ્ધાર નિમિત્ત જે સમયે અસહકારની યોજના ઉદ્‌ઘોષિત કરી તે સમયે અનેક વિદ્વાન તેમજ લોકનેતા કહેવડાવનારા મનુષ્યોએ મહાત્માજીની આ યોજનાને અવ્યવહાર્ય તથા રાષ્ટ્રનાશક બતાવવાની લાંબી ચોડી વાતો કરી હતી અને જનતાને એનાથી સાવધાન રહેવાની સૂચના આપી હતી; પરન્તુ અનુભવ અને આચરણથી એ તો હવે નિસ્સંદેહ સિદ્ધ થઈ ગયું છે કે અસહકારની યોજના અવ્યવહાર્ય પણ નથી તેમ રાષ્ટ્રનાશક પણ નથી. હાં, એટલું ખરૂં છે કે જેઓ પોતાના સ્વાર્થનો ભોગ આપવાને તૈયાર નથી અને

પોતાના સુખોનો ત્યાગ કરવાને પણ તત્પર નથી; તેમને માટે તો એ બન્ને બાબતો અવશ્ય અવ્યવહાર્ય છે એમાં લેશ પણ શંકા નથી. આત્માનો કિંવા રાષ્ટ્રનો ઉદ્ધાર સ્વાર્થત્યાગ તેમજ સુખપરિહાર શિવાય કદિપણ થઈ શકતો નથી રાષ્ટ્રને સ્વતંત્ર અને સુખી બનાવવા માટે જેમ સર્વસ્વ અર્પણ કરવાની આવશ્યકતા છે તેમ આત્માને આધિ–વ્યાધિ–ઉપાધિથી સ્વતંત્ર અને દુઃખદ્વંદથી મુક્ત બનાવવાને માટે પણ બધાં માયિક સુખોનું બલિદાન કરી દેવાની આવશ્યકતા છે. આથી જે 'મુમુક્ષુ' (બન્ધનોથી મુક્ત થવાની ઇચ્છા રાખવાવાળા) છે–રાષ્ટ્ર તેમજ આત્માના ઉદ્ધારના ઇચ્છુક છે તેમને તો આ જૈનધર્મની અહિંસા અવ્યવહાર્ય અને આત્મનાશક હોવાનું કદિપણ લાગશે નહીં, પરન્તુ સ્વાર્થલોલુપ અને સુખૈષી જીવોની વાત જૂદી છે!

જૈનધર્મની અહિંસાપર બીજો પણ એક મોટો આક્ષેપ એ કરવામાં આવે છે કે, આ અહિંસાના પ્રચારે ભારતવર્ષને પરાધીન અને પ્રજાને નિર્વીર્ય બનાવી મૂકી છે. આ આક્ષેપના કરનારાઓનું મત છે કે અહિંસાના પ્રચારને લીધે લોકોમાં શૌર્ય રહ્યું નહીં. કેમકે અહિંસા જન્ય પાપોથી ડરી જઈને લોકોએ માંસભક્ષણ કરવાનું છોડી દીધું. અને માંસભક્ષણ વિના શરીરમાં બળ અને મનમાં શૌર્ય પેદા નથી થતું. આને લીધે પ્રજાના દિલમાંથી યુદ્ધની ભાવના નષ્ટ થઈ ગઈ, અને એજ કારણથી વિદેશી તેમજ વિધર્મી લોકોએ ભારતપર આક્રમણ કરી તેને પોતાના સ્વાધીનમાં કરી લીધું. આવીરીતે અહિંસાના પ્રચારથી દેશ પરાધીન અને પ્રજા પરાક્રમશૂન્ય બની ગઈ.

અહિંસાની બાબતમાં કરવામાં આવેલી આ કલ્પના બીલકુલ યુક્તિશૂન્ય તેમજ સત્યથી પરાઙ્મુખ છે. આ કલ્પનાના મૂળમાં બહુ મોટી અજ્ઞાનતા તથા અનુભવશૂન્યતા રહેલી છે. જેઓ આવી જાતના વિચાર પ્રદર્શિત કરે છે તેમને ન તો ભારતના પ્રાચીન ઇતિહાસનું ભાન હોવું જોઈએ, અને ન જગત્‌ના માનવ સમા-

જની સ્થિતિનું જ્ઞાન હોવું જોઈએ. ભારતની પરાધીનતાનું કારણ અહિંસા નથી પરન્તુ તેની અકર્મણ્યતા, અજ્ઞાનતા અને અસહિષ્ણુતા છે. તેમજ એ બધાનું મૂળ હિંસા છે. ભારતનો પુરાતન ઈતિહાસ ખુલ્લી રીતે બતાવી રહ્યો છે કે જ્યાં સુધી ભારતમાં અહિંસાપ્રધાન ધર્મોનો અભ્યુદય રહ્યો ત્યાં સૂધી પ્રજામાં શાન્તિ, શૌર્ય, સુખ અને સંતોષ યથેષ્ટ રીતે વ્યાપ્ત હતાં. અહિંસાધર્મના મહાન ઉપાસક તથા પ્રચારક નૃપતિ મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત અને અશોક હતા. શું એમના વખતમાં ભારત પરાધીન થયો હતો! અહિંસાધર્મના કટ્ટર અનુયાયી દક્ષિણના કદંબ, પલ્લવ અને ચૌલુક્ય વંશના પ્રસિદ્ધ પ્રસિદ્ધ મહારાજા હતા, શું એમના રાજત્વકાળમાં કોઈ પરચક્રે આવીને ભારતને સતાવ્યો હતો! અહિંસા તત્ત્વનો અનુયાયી ચક્રવર્તી સમ્રાટ શ્રીહર્ષ હતો. શું એના સમયમાં ભારતને કોઈએ પદદલિત કર્યો હતો! અહિંસા મતનું પાલન કરવાવાળો દક્ષિણનો રાષ્ટ્રકૂટ વંશીય નૃપતિ અમોઘવર્ષ અને ગુજરાતનો ચાલુક્યવંશીય પ્રજાપતિ કુમારપાળ હતો; શું એમની અહિંસોપાસનાથી દેશની સ્વતંત્રતા નષ્ટ થઈ હતી? ઈતિહાસ તો સાક્ષી આપી રહ્યો છે કે ભારત આ રાજાઓના રાજત્વકાળમાં અભ્યુદયના શિખરે પહોંચ્યો હતો. જ્યાં સૂધી ભારતમાં બૌદ્ધ અને જૈનધર્મનું જોર હતું અને જ્યાં સૂધી એ રાષ્ટ્રીય ધર્મ કહેવાતા હતા ત્યાં સૂધી ભારતમાં સ્વતંત્રતા, શાન્તિ, સંપત્તિ ઈત્યાદિ પૂર્ણરૂપથી વિરાજિત હતી. અહિંસાના આ પરમ ઉપાસક નૃપતિઓએ અહિંસાધર્મનું પાલન કરતે છતે પણ અનેક યુદ્ધો કર્યાં, અનેક શત્રુઓને પરાજિત કર્યા, તથા અનેક દુષ્ટજનોને દંડિત કર્યા. એમની અહિંસોપાસનાએ નથી દેશને પરાધીન બનાવ્યો કે નથી પ્રજાને નિર્બળ કરી. જેમને ગુજરાત અને રાજપૂતનાના ઈતિહાસનું થોડું ઘણું પણ વાસ્તવિક જ્ઞાન છે તેઓ જાણી શકે છે કે, આ દેશોને સ્વતંત્ર, સમુન્નત તથા સુરક્ષિત રાખવા સારૂં જૈનોએ કેવા કેવા પરાક્રમ કર્યા હતા. જે સમયે ગુજરાતનો રાજ્યકારભાર જૈનોના હાથમાં હતો. મહામાત્ય, મંત્રી,

સેનાપતિ, કોષાધ્યક્ષ આદિ મોટામોટા અધિકારો જૈનોના તાબામાં હતા—એ સમયે ગુજરાતનું ઐશ્વર્ય ઉન્નતિની ચરમ સીમાએ પહોંચ્યું હતું. ગુજરાતના સિંહાસનનું તેજ દિગ્દિગંત વ્યાપી રહ્યું હતું. ગુજરાતના ઇતિહાસમાં દંડનાયક વિમલશાહ, મંત્રી મુંજાલ, મંત્રી શાન્તુ, મહામાત્ય ઉદયન અને બાહુડ; વસ્તુપાળ અને તેજપાળ; આભુ અને જગડુ; ઈત્યાદિ જૈન રાજદ્વારી પુરૂષોને જે સ્થાન છે તે બીજાઓને નથી. કેવળ ગુજરાતનાજ ઇતિહાસમાં નહીં પરંતુ આખા ભારતના ઇતિહાસમાં પણ આ અહિંસાધર્મના પરમોપાસકોના પરાક્રમની બરોબરી શકે એવા પુરૂષો બહુજ થોડા મળશે. જે ધર્મના પરમ અનુયાયીઓ પોતે આવા શૂરવીર તથા પરાક્રમશાળી હતા અને જેમણે પોતાના પુરૂષાર્થ વડે દેશ તેમજ રાજ્યને ખૂબ સમૃદ્ધ તથા સત્વશીલ બનાવ્યાં હતાં એ ધર્મના પ્રચારથી દેશની અથવા પ્રજાની અધોગતિ કેવીરીતે થઈ શકે ? દેશની પરાધીનતા યા પ્રજાની નિવીર્યતાની કારણભૂત અહિંસા કદિપણ થઈ શકતી નથી. જે દેશોમાં હિંસાનો ખૂબ પ્રચાર છે, જેઓ અહિંસાનું નામસુદ્ધાં જાણતા નથી, એક માત્ર માંસજ જેમનું શાસ્વત ભક્ષણ છે અને પશુથી પણ જેઓ વધુ ક્રૂર હોય છે શું તેઓ હંમેશાં સ્વતંત્ર બની રહે છે ? રોમન સામ્રાજ્યે કયે દહાડે અહિંસાનું નામ સાંભળ્યું હતું, અને માંસ ભક્ષણનો ત્યાગ કર્યો હતો ? તો પછી શા માટે દુનિયામાંથી એનું નામનિશાન સુદ્ધાં મટી ગયું ? તુર્ક પ્રજામાંથી ક્યારે હિંસાભાવ નષ્ટ થયો અને ક્રૂરતાનો લોપ થયો ? તો પછી શા સારૂ એના સામ્રાજ્યની આજ આ હીનદશા થઈ રહી છે ? આયર્લંડમાં પણ ક્યાં અહિંસાની ઉદ્‌ઘોષણા પ્રગટ કરવામાં આવી હતી. તેમ છતા શા સારૂ આજ શતાબ્દીઓથી તે સ્વાધીનતા મેળવવાને તરફડીયાં મારી રહ્યું છે ? બીજા દેશોની વાત તો જવા દો; ખુદ હિંદુસ્તાનનુંજ ઉદાહરણ લ્યો. મોગલ સામ્રાજ્યના ચાલકોએ કયાં અહિંસાની ઉપાસના કરી હતી કે જેથી તેમનું પ્રભુત્વ નામશેષ થઈ ગયું. અને એથી વિરૂદ્ધ પેશવાઓએ ક્યારે માંસભક્ષણ કર્યું હતું કે જેથી એમનામાં

એકદમ વીરત્વનો વેગ ચડી આવ્યો. આથી સ્પષ્ટ છે કે દેશની રાજનૈતિક ઉન્નતિ-અવનતિમાં હિંસા-અહિંસા કોઈ કારણ નથી. એમાં તો કેવળ રાજકર્તાઓની કાર્યદક્ષતા અને કર્તવ્યપરાયણતાજ મુખ્ય કારણરૂપ છે.

# नैतिक प्रगतिमां अहिंसा कारणभूत छे.

અલબત્ત, પ્રજાની નૈતિક ઉન્નતિ-અવનતિમાં તત્ત્વતઃ અહિંસા-હિંસા અવશ્ય કારણભૂત થાય છે. અહિંસાની ભાવનાથી પ્રજાની અંદર સાત્ત્વિકવૃત્તિ ખીલે છે અને જ્યાં સાત્ત્વિક વૃત્તિનો વિકાસ છે ત્યાં સત્ત્વનો નિવાસ છે. સત્ત્વશાલી પ્રજાનુંજ જીવન શ્રેષ્ઠ અને ઉંચું માનવામાં આવે છે અને એથી ઉલટું સત્ત્વહીન જીવન કનિષ્ઠ તથા નીચું ગણાય છે. જે પ્રજાની અંદર સત્ત્વ ન હોય ત્યાં સંપત્તિ, સ્વતંત્રતા વગેરે કંઈજ હોતું નથી. આથી પ્રજાની નૈતિક ઉન્નતિમાં અહિંસા એક પ્રધાન કારણ છે. નૈતિક ઉન્નતિના મુકાબલામાં ભૌતિક પ્રગતિને કાંઈપણ સ્થાન નથી અને એજ વિચારથી ભારતવર્ષના પુરાતન ઋષિમુનિઓએ પોતાની પ્રજાને શુદ્ધ નીતિમાન બનવાનોજ સહુથીવધુ સદુપદેશ આપ્યો છે. યુરોપની પ્રજાએ નૈતિક ઉન્નતિને ગૌણ માની ભૌતિક પ્રગતિની તરફ જે આંખમીંચીને દોડવું શરૂ કર્યું હતું, એનું કડવું પરિણામ આજ આખી દુનિયા ભોગવી રહી છે. સંસારમાં જો સાચી શાન્તિ અને વાસ્તવિક સ્વતંત્રતા સ્થાપિત થવાની આવશ્યકતા છે તો મનુષ્યોએ શુદ્ધ નીતિમાન બનવું જોઈએ.

શુદ્ધ નીતિમાન એજ બની શકે છે કે જે અહિંસાના તત્ત્વને તેના વાસ્તવિક સ્વરૂપમાં સમજી લઈ એનું પાલન કરતો હોય. અહિંસાએ શાન્તિ, શક્તિ, શુચિતા, દયા, પ્રેમ, ક્ષમા, સહિષ્ણુતા, નિર્લોભતા ઈત્યાદિ સર્વ પ્રકારના સદ્ગુણોની જનની છે. અહિં-

સાના આચરણથી મનુષ્યના હૃદયમાં પવિત્ર ભાવોનો સંચાર થાય છે, વૈર વિરોધની ભાવના નષ્ટ થાય છે, અને બધાની સાથે બન્ધુત્વનો સંબંધ જોડાય છે. જે પ્રજામાં આ ભાવ ખીલે છે ત્યાં ઐક્યનું સામ્રાજ્ય પ્રવર્તે છે, અને એકતાજ આજે આપણા દેશના અભ્યુદય તેમજ સ્વાતંત્ર્યનું મૂળ બીજ છે. આથી અહિંસા એ દેશની અવનતિનું કારણ નથી પણ ઉન્નતિનું એકમાત્ર અને અમોઘ સાધન છે.

## अहिंसानो अर्थ

'હિંસા' શબ્દ હનનાર્થક 'હિંસિ' ધાતુ ઉપરથી બન્યો છે. એથી હિંસાનો અર્થ થાય છે કોઈ પ્રાણીને હણવું યાને મારવું. ભારતીય ઋષિ-મુનિઓએ હિંસાની સ્પષ્ટ વ્યાખ્યા આ પ્રકારની કરી છે: '**प्राणवियोगप्रयोजनव्यापारः**' અથવા **प्राणिदुःखसाधनव्यापारो हिंसा**' અર્થાત્ પ્રાણિના પ્રાણનો વિયોગ કરવાને માટે અથવા પ્રાણિને દુઃખ દેવાને માટે જે પ્રયત્ન કરવામાં આવે એનું નામ હિંસા છે. આનાથી વિપરીત—કોઈપણ જીવને દુઃખ અથવા કષ્ટ ન પહોંચાડવું તે 'અહિંસા.' પાતંજલ યોગસૂત્રના ભાષ્યકાર મહર્ષિ વ્યાસે 'અહિંસાનું' લક્ષણ આવું આપ્યું છે:, **सर्वथा सर्वदा सर्वभूतानामनभिद्रोह अहिंसा**' અર્થાત્ સર્વ પ્રકારે, સર્વ સમયે, સર્વ પ્રાણિઓની સાથે અદ્રોહ ભાવથી વર્તવું-પ્રેમભાવ રાખવો એનું નામ અહિંસા છે. આ અર્થને વધારે સ્પષ્ટ કરવા સારૂં ઈશ્વરગીતામાં કહ્યું છે કે—

**कर्मणा मनसा वाचा सर्वभूतेषु सर्वदा ।**
**अक्लेशजननं प्रोक्ता अहिंसा परमार्षिभिः ॥**

અર્થાત્ મન, વચન અને કર્મથી સર્વદા કોઈપણ પ્રાણિને ક્લેશ નહીં પહોંચાડવાનું નામ મહર્ષિઓએ અહિંસા રાખ્યું છે.

આ પ્રકારની અહિંસાના પાલનની શી આવશ્યકતા છે એને માટે આચાર્ય શ્રી હેમચંદ્રજીએ કહ્યું છે કે—

आत्मवत् सर्वभूतेषु सुखदुःखे प्रियाप्रिये ।
चिन्तयन्नात्मनोऽनिष्टां हिंसामन्यस्य नाचरेत् ॥

અર્થાત્ જેવું આપણા આત્માને સુખ પ્રિય લાગે છે અને દુઃખ અપ્રિય લાગે છે તેવુંજ બધા પ્રાણિઓને પણ લાગે છે. આથી આપણા આત્માની સમાન અન્ય આત્માઓની પ્રત્યેપણ અનિષ્ટ એવી હિંસાનું આચારણ કદિ પણ નહીં કરવું જોઈએ. આજ બાબતને સ્વયં શ્રમણભાગવાન્ શ્રી મહાવીરે પણ આ પ્રકારે જણાવી છેઃ—

" सव्वे पाणा पियाउया, सुहसाया, दुहपडिकूला, अप्पियवहा ।
पिय जीविणो, जीविउकामा, (तम्हा) णातिवाएज्ज किंचणं । "

અર્થાત્ સર્વ પ્રાણિઓને આયુષ્ય પ્રિય છે, બધા સુખના અભિલાષી છે, દુઃખ સહુને પ્રતિકૂળ છે, વધ બધાનેજ અપ્રિય છે, જીવિત સહુકોઈને પ્રિય લાગે છે-બધા જીવવાની ઈચ્છા રાખે છે. આથી કોઈને મારવું કિંવા કષ્ટ ન આપવું જોઈએ. અહિંસાના આચારણની આવશ્યકતાને માટે આના કરતાં ઉંચી એવી બીજી કોઈ દલીલ નથી; અને કોઈ દલીલ હોઈ પણ નથી શકતી.

પરંતુ અહીં આગળ એક એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ પ્રકારની અહિંસાનું પાલન બધા મનુષ્યો કેવી રીતે કરી શકે? કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

जले जीवाः स्थले जीवा जीवाः पर्वतमस्तके ।
ज्वालमालाकुले जीवाः सर्वं जीवमयं जगत् ॥

અર્થાત્ જળમાં, સ્થળમાં, પર્વતમાં, અગ્નિમાં ઈત્યાદિ તમામ જગોએ જીવ વસી રહેલા છે—આખું જગત જીવમય છે. એથી મનુષ્યના પ્રત્યેક વ્યવહારમાં-ખાનમાં, પાનમાં, ચાલવામાં, બેસવામાં, વ્યાપારમાં, વિહારમાં ઈત્યાદિ તમામ પ્રકારના વ્યવહારમાં જીવહિંસા થાય છે. હિંસા વિના કોઈ પણ પ્રવૃત્તિ નથી થઈ શકતી. તેથી આ પ્રકારની સંપૂર્ણ અહિંસાનું પાલન કરવાનો અર્થ તો

એ થઈ શકે છે કે, મનુષ્ય પોતાની બધી જીવનક્રિયાઓને બંધ કરી યોગી પેઠે સમાધિસ્થ બની આ નરદેહનો બલાત્ નાશ કરે. આમ કર્યા સિવાય—અહિંસાનું પણ પાલન કરવું ને જીવનને પણ બચાવી રાખવું, એ તો આકાશ કુસુમની વાસની અભિલાષાની પેઠેજ નિરર્થક અને નિર્વિચારી છે. અતઃ પૂર્ણ અહિંસા એ કેવળ વિચારનો જ વિષય થઈ શકે છે આચારનો નહીં.

# अहिंसाना प्रकारो

આ પ્રશ્ન યથાર્થ છે. આ પ્રશ્નનું સમાધાન અહિંસાના ભેદ તેમજ અધિકારનું નિરૂપણ કરવાથી થશે. એથી અહીં પ્રથમ અહિંસાના ભેદ બતાવવામાં આવે છે. જૈન શાસ્ત્રકારોએ અહિંસાના અનેક પ્રકાર બતાવ્યા છે. જેવા કેઃ—સ્થૂલ અહિંસા અને સૂક્ષ્મ અહિંસા, દ્રવ્ય અહિંસા અને ભાવ અહિંસા, સ્વરૂપ અહિંસા અને પદાર્થ અહિંસા, દેશ અહિંસા અને સર્વ અહિંસા, ઈત્યાદિ. કોઈ પણ ચલનવલન વાળા પ્રાણિ અથવા જીવને જાનથી ન મારવાની પ્રતિજ્ઞાનું નામ સ્થૂલ અહિંસા છે. અને સર્વ પ્રકારના પ્રાણીઓને કોઈપણ પ્રકારનો કલેશ ન આપવો એનું નામ સૂક્ષ્મ અહિસા. કોઈ પણ જીવને પોતાના શરીરથી દુઃખ ન દેવાનું નામ દ્રવ્ય અહિંસા અને તમામ આત્માઓના કલ્યાણની કામનાનું નામ ભાવ અહિંસા. આજ વાત સ્વરૂપ તથા પરમાર્થ અહિંસાની બાબતમાં પણ કહી શકાય છે. કોઈપણ અંશમાં અહિંસાનું પાલન કરવું એ દેશ અહિંસા કહેવાય છે, અને બધી રીતે—સંપૂર્ણ પણે—અહિંસાનું પાલન કરવું એ સર્વ અહિંસા કહેવાય છે.

# ગૃહસ્થનો સ્થૂલ અહિંસા ધર્મ.

યદ્યપિ આત્માને અમરત્વની પ્રાપ્તિને માટે તેમજ સંસારના સર્વ બન્ધનોમાંથી મુક્ત થવાને માટે અહિંસાનું સંપૂર્ણરૂપથી પાલન કરવું પરમાવશ્યક છે. એમ કર્યા શિવાય મુક્તિ કદિ પણ મળી શકતી નથી. તથાપિ સંસારનિવાસી તમામ મનુષ્યોમાં એકદમ એવી પૂર્ણ અહિંસાને પાલન કરવાની શક્તિ તેમજ યોગ્યતા નથી આવી શકતી, એથી ન્યૂનાધિક યોગ્યતાવાળા મનુષ્યોને માટે ઉપર બતાવેલી રીતે તત્ત્વજ્ઞોએ અહિંસાના ભેદ પાડીને ક્રમશઃ આ વિષયમાં મનુષ્યને ઉન્નત થવાની સરળતા કરી આપી છે. અહિંસાના આ ભેદોને લીધે એના અધિકારીઓમાં પણ ભેદ કરવામાં આવેલો છે. જે મનુષ્ય અહિંસાનું સંપૂર્ણતયા પાલન નથી કરી શકતો એ ગૃહસ્થ–શ્રાવક–ઉપાસક–અણુવ્રતી–દેશવ્રતી ઈત્યાદિ કહેવાય છે. જ્યાં સૂધી જે મનુષ્યમાં તમામ પ્રકારના મોહ અને પ્રલોભનને સર્વથા છોડી દેવા જેટલી આત્મશક્તિ પ્રગટ નથી થતી ત્યાં સૂધી એ સંસારમાં રહેવા છતાં ધીરે ધીરે અહિંસાવ્રતના પાલનમાં ઉન્નતિ કરતો ચાલ્યો જાય, બની શકે ત્યાં સૂધી એ પોતાના સ્વાર્થોને ઓછા કરતો જાય અને પોતાના સ્વાર્થને માટે પ્રાણિઓ પ્રતિ મારણ–તાડન છેદન–આક્રોશન આદિ ક્લેશજનક વ્યવહારોનો પરિહાર કરતો જાય. આવા ગૃહસ્થને માટે કુટુંબ, દેશ અથવા ધર્મના રક્ષણને નિમિત્તે યદિ સ્થૂળ હિંસા કરવી પડે તો એથી તેના વ્રતમાં કોઈપણ જાતની હાની નથી પહોંચતી. કારણ કે જ્યાં સૂધી તે ગૃહસ્થાશ્રમ લઈને બેઠો છે ત્યાંસૂધી સમાજ, દેશ અને ધર્મનું યથાશક્તિ રક્ષણ કરવું એ તેનું પરમકર્તવ્ય છે. યદિ કોઈ ભ્રાંતિવશ તે પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે તો તેનો નૈતિક અધઃપાત થાય છે અને નૈતિક અધઃપાત એ એક સૂક્ષ્મ હિંસા છે. કેમકે એનાથી આત્માની ઉચ્ચવૃત્તિનું હનન થાય છે. અહિંસા ધર્મના ઉપા-

સકને માટે પોતાના સ્વાર્થ—કે પોતાના લોભને નિમિત્ત સ્થૂળ હિંસાનો ત્યાગ પૂર્ણ આવશ્યક છે. જે મનુષ્ય પોતાની વિષય-તૃષ્ણાની પૂર્તિને માટે સ્થૂળ પ્રાણિઓને કલેશ પહોંચાડે છે એ ક્યારેય પણ, કોઈ પણ રીતે અહિંસાધર્મી નથી કહેવાતો. અહિંસક ગૃહસ્થને માટે જે હિંસા કર્તવ્ય છે તે કેવળ પરાર્થક છે. આ સિદ્ધાંત-ઉપરથી વિચારક સમજી શકે છે કે, અહિંસાવ્રતનું પાલન કરતો થકો પણ ગૃહસ્થ પોતાના સમાજનું તેમજ દેશનું રક્ષણ કરવા માટે યુદ્ધ કરી શકે છે, લડાઈ લડી શકે છે. આ બાબતની સત્યતાની ખાત્રીને માટે અમે કેટલાંક ઐતિહાસિક પ્રમાણો પણ નીચે આપીએ છીએ.

# एक ऐतिहासिक उदाहरण.

ગુજરાતના છેલ્લા સોલંકી રાજા બીજા ભીમદેવના ( જેને ભોળો-ભીમ કહે છે ) વખતમાં એકવાર એની રાજધાની અણહિલપુર ઉપર મુસલ્લમાનોનો હુમલો થયો. રાજા એ વખતે રાજધાનીમાં હાજર ન હતો માત્ર રાણીજ હતી. મુસલ્લમાનોના હુમલામાંથી શહેરનું કેવી રીતે સંરક્ષણ કરવું એની બધા અધિકારીઓને મોટી ચિંતા થઈ પડી. દંડનાયક ( સેનાધિપતિ ) ના અધિકાર ઉપર એ વખતે આભુ નામક શ્રીમાલી વણિક શ્રાવક હતો. તે સેનાપતિના પદપર નવો નવોજ આવ્યો હતો. અને એ મોટો ધર્માચરણી પુરૂષ હતો. એથી એના યુદ્ધવિષયક સામર્થ્યની બાબતમાં કોઈને નક્કી વિશ્વાસ ન હતો. એક તો રાજા પોતે હાજર ન હતો, બીજું રાજ્યમાં કોઈ બીજો એવો પરાક્રમી પુરૂષ ન હતો, અને ત્રીજું રાજ્યમાં પૂરતું સૈન્ય પણ ન હતું. આથી રાણીને બહુ ચિંતા થઈ. એણે કોઈ વિશ્વાસુ અને યોગ્ય મનુષ્યની પાસેથી સેનાપતિ આભુની ક્ષમતાની કંઈક હકીકત જાણી લીધી અને પછી તેને

પોતાની સમક્ષ બોલાવ્યો અને શહેર–ઉપર આવી પડેલા સંકટમાંથી બચવાને શા ઉપાય લીધા છે એની સલાહ પૂછી. દંડનાયકે જણાવ્યું કે યદિ મહારાણી સાહેબનો મારા ઉપર વિશ્વાસ હોય અને યુદ્ધસંબંધી સંપૂર્ણ સત્તા મને સોંપવામાં આવે તો; મને વિશ્વાસ છે કે હું આપણા દેશને દુશ્મનોના હાથમાંથી પૂરીરીતે બચાવી લઈશ. આભુના આ ઉત્સાહજનક કથનને સાંભળી રાણી ખુશ થઈ અને પછી યુદ્ધસંબંધી તમામ સત્તા તેને સોંપીને યુદ્ધની ઘોષણા કરી. દંડનાયક આભુએ એજ ક્ષણે સૈનિક સંગઠન કરીને લડાઈના મેદાનમાં પડાવ નાંખ્યો. બીજે દિવસે સવારમાં યુદ્ધ શરૂ થવાનું હતું. પહેલે દિવસે પોતાની સેનાની વ્યવસ્થા કરતાં કરતાં સાંજ પડી ગઈ. એ વ્રતધારી શ્રાવક હતો તેથી દરરોજ બન્નેવખત પ્રતિક્રમણ કરવાનો એને નિયમ હતો. સાંજ પડવાથી પ્રતિક્રમણનો સમય થયો જોઈ એણે ક્યાંએ એકાન્તમાં જઈને તેમ કરવાનો વિચાર કર્યો; પરન્તુ એ ક્ષણે એને માલમ પડયું કે એ જગો છોડી બીજી જગોએ જવું, ઈચ્છિત કાર્યમાં વિઘ્નરૂપ હતું. એથી તેણે હાથીના હોદામાં બેઠા બેઠાજ એકાગ્રતાપૂર્વક પ્રતિક્રમણ કરવાનું શરૂ કરી દીધું. જ્યારે એ પ્રતિક્રમણમાં આવનારા " જે મે જીવા વિરાહિયા–એગિંદિયા–બેઇંદિયા " ઈત્યાદિ પાઠનું ઉચ્ચારણ કરી રહ્યો હતો ત્યારે કોઈ એક સૈનિકે એ સાંભળી લઈને બીજા ઑફીસરને કહ્યું કે–જુઓ સાહેબ ! અમારા સેનાપતિ સાહેબ તો આ લડાઈના મેદાનમાં પણ–કે જ્યાં આગળ શસ્ત્રાસ્ત્રનો ખણખણાટ થઈ રહ્યો છે, મારો મારોના પોકાર સાંભળાઈ રહ્યા છે, ત્યાં–એગિંદિયા બેગિંદિયા કરી રહ્યા છે. નરમ નરમ શીરો ખાવાવાળા આ શ્રાવક સાહેબ શી બહાદુરી બતાવશે. ધીમે ધીમે એ વાત ઠેઠ રાણીનાં કાન સૂધી પહોંચી. આ હકીકત સાંભલી રાણી બહુ સંદિગ્ધ બની, પરન્તુ એ સમયે બીજો કંઈ વિચાર કરવાનો અવકાશ ન હતો એથી ભાવી ઉપર આધાર રાખીને તે ચુપ રહી. બીજે દિવસે પ્રાતઃકાળે યુદ્ધનો આરંભ થયો. યોગ્ય તક સાધીને દંડનાયક આભુએ એવા શૌર્ય અને ચાતુર્યથી શત્રુના પર આક્રમણ કર્યું કે જેથી ક્ષણવારમાં શત્રુના

સૈન્યનો ભયંકર સંહાર થઈ ગયો અને એના સેનાપતિએ હથીઆરોને નીચે મુકી યુદ્ધ બંધ કરવાની પ્રાર્થના કરી. આ પ્રકારે આભુનો વિજય થએલો જોઈને અણુહિલ્લપુરની પ્રજામાં જય જયકારનો આનંદ વ્યાપી રહ્યો. રાણીએ મોટા સન્માનપૂર્વક એનું સ્વાગત કર્યું, અને પછી મોટો દરબાર ભરીને રાજા તથા પ્રજાની તરફથી સેનાપતિ આભુને યોગ્ય માન આપવામાં આવ્યું. એ પ્રસંગે હસીને રાણીએ દંડનાયકને કહ્યું કે 'સેનાધિપતિ ! જ્યારે તમે યુદ્ધની વ્યૂહરચના કરતા કરતા વચમાંજ "એગિંદિયા બેઈંદિયા" બોલવા મંડી પડ્યા ત્યારે તો આપના સૈનિકોને એવો સંદેહ થઈ ગયો હતો કે, આપના જેવા ધર્મશીલ તથા અહિંસાપ્રિય પુરૂષ મુસલમાન જેવાઓના સાથે લડવાના આ ક્રૂર કાર્યમાં કેવી રીતે હિમ્મત રાખી શકશે. પરન્તુ આપની વીરતાને જોઈ બધાઓને આશ્ચર્યમાં ડૂબી જવું પડયું છે. આ સાંભળી કર્તવ્યદક્ષ એ દંડનાયકે સવિનય કહ્યું કે, 'મહારાણી ! મારૂં જે અહિંસા વ્રત છે તે મારા આત્માની સાથે સંબંધ રાખે છે. મેં. જે "એગિંદિયા બેઈંદિયા" નો વધ ન કરવાનો નિયમ લીધો છે તે મારા પોતાના સ્વાર્થની અપેક્ષાથી છે. દેશની રક્ષાને માટે તેમજ રાજ્યની આજ્ઞાને માટે યદિ મને વધકર્મની આવશ્યકતા પડે તો તેમ કરવું મારૂં કર્તવ્ય છે. મારૂં શરીર એ રાષ્ટ્રની સંપત્તિ છે. એથી રાષ્ટ્રની આજ્ઞા અને આવશ્યકતાનુસાર એનો ઉપયોગ થવોજ જોઈએ. શરીરસ્થ આત્મા અથવા મન મારી પોતાની સંપત્તિ છે એને સ્વાર્થીય હિંસા ભાવથી અલિપ્ત રાખવું એજ મારા અહિંસાવ્રતનું લક્ષણ છે. ઈત્યાદિ. આ ઐતિહાસિક તેમજ રસિક ઉદાહરણથી સુજ્ઞ પાઠક સારી રીતે સમજી શકશે કે જૈન ગૃહસ્થને પાલવા યોગ્ય અહિંસાવ્રતનું યથાર્થ સ્વરૂપ શું છે.

## पूर्ण–अहिंसा अने एना अधिकारी.

જે મનુષ્ય અહિંસાવ્રતનું પૂરેપૂરી રીતે પાલન કરે છે તે બધાને મુનિ–ભિક્ષુ–શ્રમણ–સંન્યાસી–મહાવ્રતી ઈત્યાદિ શબ્દોથી સંબો-

ધવામાં આવે છે. તેઓ સંસારના સર્વ કાર્યોથી દૂર અને અલિપ્ત રહે છે. એમનું કર્તવ્ય કેવળ આત્મકલ્યાણ કરવાનું તેમજ જે મુમુક્ષુ તેમની પાસે આવે તેમને આત્મકલ્યાણનો માર્ગ બતાવવાનું છે. એમનો આત્મા વિષય-વિકાર તથા કષાયભાવથી પર રહે છે. જગતના તમામ પ્રાણી એમને માટે આત્મવત્ છે. આ હું અને આ બીજો એ પ્રકારનો દ્વૈતભાવ એમના હૃદયમાંથી નષ્ટ થઈ જાય છે. એમના મન, વચન અને કર્મ એ ત્રણે એકરૂપ થઈ જાય છે. સુખ-દુઃખ અથવા હર્ષ-શોક એમના મનમાં એકજ સ્વરૂપે દેખાય છે. જે પુરૂષ આ પ્રકારની સ્વરૂપાવસ્થાને પ્રાપ્ત કરી લે છે તેજ મહાવ્રતી છે અને તેનાથી અહિંસાનું સર્વતઃ પાલન કરી શકાય છે. આવા મહાવ્રતીને માટે ન તો સ્વઅર્થે હિંસા કર્તવ્ય છે અને ન પરાર્થેને માટે. એ સ્થૂલ અથવા સૂક્ષ્મ તમામ પ્રકારની હિંસાથી મુક્ત રહે છે.

અહીં એક પ્રશ્ન થાય છે કે, જેઓ આ રીતે મહાવ્રતી બને છે તેઓ ખાયપીએ અથવા ચાલે બેસે છે કે નહીં? જો તેઓ તેમ કરે છે તો પછી તેઓને અહિંસાનું બધી રીતે પાલન કરવાવાળા કેવી રીતે કહી શકાય? કારણ કે ખાવાપીવામાં તેમજ ચાલવા બેસવામાં પણ જીવહિંસા તો થાય છેજ.

આનું સમાધાન એ છે કે -યદ્યપિ એ વાત સત્ય છે કે એ મહાવ્રતીઓનાથી પણ ઉક્ત ક્રિયાઓ કરવામાં સૂક્ષ્મ પ્રકારની જીવહિંસા થતી રહે છે; પરન્તુ એમની ઉચ્ચ મનોદશાને લીધે એમને એ હિંસાજન્ય પાપનો સ્પર્શ બીલકુલજ થતો નથી અને એથી એમનો આત્મા આ પાપબંધનથી મુક્તજ રહે છે. જ્યાં સુધી મનુષ્યનો આત્મા આ સ્થૂલ શરીરમાં અધિષ્ઠાતા થઈ વાસ કરી રહે છે ત્યાં સૂધી આ શરીરથી એવી સૂક્ષ્મ હિંસાનું થવું અનિવાર્ય છે. પરન્તુ એ હિંસામાં આત્માનો કોઈ પણ પ્રકારનો સંકલ્પ-વિકલ્પ ન હોવાથી એ એનાથી અલિપ્તજ રહે છે. મહાવ્રતીઓના શરીરથી થતી આ હિંસા દ્રવ્યહિંસા યાને સ્વરૂપ-હિંસા કહેવાય છે. ભાવ-હિંસા યા પરમાર્થ હિંસા નહીં. કેમકે

અહિંસામાં આત્માનો કંઈ હિંસક ભાવ નથી. હિંસાજન્ય પાપથી એ આત્મા બદ્ધ થાય છે કે જે હિંસક-ભાવથી હિંસા કરે છે. જૈનોના તત્વાર્થસુત્રમાં હિંસાનું લક્ષણ બતાવતાં લખ્યું છે કે:—

'प्रमत्तयोगात्प्राणव्यपरोपणं हिंसा।'

અર્થાત્ પ્રમત્ત ભાવથી જે પ્રાણીઓના પ્રાણનો નાશ કરવામાં આવે છે તે હિંસા છે. પ્રમત્ત ભાવનું તાત્પર્ય આ પ્રમાણે છે કે– વિષય-કષાયયુક્ત થઈને, જે જીવ વિષય-કષાયને વશ થઈ કોઈપણ પ્રાણીને દુઃખ અથવા કષ્ટ પહોંચાડે છે એ હિંસાના પાપનું બન્ધન કરે છે. આ હિંસાની વ્યાપ્તિ કેવળ શરીરથી કષ્ટ પહોંચાડવાસૂધીનુંજ નથી પરન્તુ વચનથી એવું ઉચ્ચારણ અને મનથી એવા પ્રકારનું ચિન્તન કરવાસૂધી છે. જે વિષય-કષાયને વશ થઈને બીજાઓને માટે અનીષ્ટ ભાષણ અથવા અનીષ્ટ ચિન્તન કરે છે એ પણ ભાવ-હિંસા યાને પરમાર્થ હિંસા કરે છે. અને એથી ઉલટું, જે વિષય-કષાયથી વિરક્ત છે, એનાથી કદિ કોઈ પ્રકારની હિંસા થઈ પણ જાય તો એની એ હિંસા પરમાર્થથી હિંસા નથી. એક વ્યવહારિક ઉદાહરણથી એનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજવામાં આવશે.

એક પિતા પોતાના પુત્રને અથવા ગુરૂ પોતાના શિષ્યને તેની કોઈ ખરાબ પ્રવૃત્તિથી રૂષ્ટ થઈને એના કલ્યાણને માટે કઠોર વચનથી અથવા શરીરથી તાડન કરે છે તો એ પિતા અથવા ગુરૂને લોકદ્રષ્ટિમાં કોઈ નિંદનીય અથવા દંડનીય માનતું નથી. કેમકે પિતા અથવા ગુરૂને એ વ્યવહાર દ્વેષજન્ય નથી. એ વ્યવહારમાં સદ્બુદ્ધિ રહેલી છે. આનાથી વિપરીત જો કોઈ મનુષ્ય દ્વેષ વશ થઈને કોઈ મનુષ્યને ગાળો આપે અથવા માર મારે છે તો તે મનુષ્ય રાજ્ય તેમજ સમાજની દ્રષ્ટિએ દંડનીય તેમજ નિંદનીય મનાય છે. કેમકે એવો વ્યવહાર કરવામાં એનો આશય દુષ્ટ છે. યદ્યપિ આ બન્ને પ્રકારના વ્યવહારનું બાહ્યસ્વરૂપ એક સરખુંજ છે તથાપિ આશયભેદથી એના આંતર રૂપમાં મોટો ભેદ છે. આ પ્રકારનો ભેદ દ્રવ્ય અને ભાવ હિંસાદિના સ્વરૂપમાં સમજવો જોઈએ.

વાસ્તવિક જોતાં હિંસા અને અહિંસાનું રહસ્ય મનુષ્યની ભાવનાઓ ઉપર અવલંબી રહેલું છે. કોઈ પણ કર્મના શુભાશુભ બન્ધનનો આધાર કર્ત્તાના મનોભાવ ઉપર છે. મનુષ્ય જે ભાવથી જે કર્મ કરે છે એ પ્રમાણે તેને ફળ મળે છે. કર્મની શુભાશુભતા એના સ્વરૂપમાં રહેલી નથી કિન્તુ કર્ત્તાના વિચારમાં રહેલી છે. જે કર્મ કરવામાં કર્ત્તાનો વિચાર શુભ છે એ શુભ કર્મ કહેવાય છે અને જે કર્મ કરવામાં કર્ત્તાનો વિચાર અશુભ હોય તે અશુભ કર્મ કહેવાય છે. એક ડાકટર કોઈ મનુષ્યને શસ્ત્રક્રિયા કરવા સારૂ તેને ક્લોરોફોર્મ સુંઘાડીને બેહોશ બનાવે છે એમાં અને એક ચોર અથવા ખૂની કોઈ મનુષ્યનું ધન અથવા જીવિત હરવાને માટે તેને ક્લોરોફોર્મ સુંઘાડીને જે બેહોષ કરે છે એમાં કર્મની–ક્રિયાની દ્રષ્ટિએ જરા પણ ફરક નથી; પરન્તુ ફળની દ્રષ્ટિથી જો જોવામાં આવે તો ડાકટરને મોટું સન્માન મળે છે અને ચોર અથવા ખૂનીને ભયંકર સજા કરવામાં આવે છે. આ ઉદાહરણ જગતની દ્રષ્ટિથી થયું ! હવે એક બીજું ઉદાહરણ લ્યો. જે પોતે મનુષ્યના અંતરાત્માની દ્રષ્ટિમાં અનુભૂત થાય છે. એક પુરૂષ પોતાના શરીર વડે જે રીતે પોતાની સ્ત્રીને આલિંગન કરે છે એ પ્રકારે તે પોતાની માતા, બ્હેન કિંવા પુત્રીને પણ આલિંગન કરે છે. આલિંગનના બાહ્ય પ્રકારમાં જરા પણ ભેદ ન હોવા છતાં આલિંગન કરનારના આંતરિક ભાવોમાં બહુ મોટો ભેદ અનુભૂત થાય છે. પત્નીને આલિંગન કરનાર પુરૂષનું મન અને શરીર જ્યારે મલિન વિકારભાવથી ભરેલું હોય છે ત્યારે માતા આદિની સાથે આલિંગન કરવામાં મનુષ્યનું મન નિર્મળ અને શુદ્ધ સાત્વિક વત્સલ ભાવથી ભરેલું હોય છે. કર્મના સ્વરૂપમાં જરા પણ ફરક ન હોવા છતાં ફળના સ્વરૂપમાં આટલો વિપર્યય કાં છે એનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે સ્પષ્ટ રીતે માલમ થાય છે કે, કર્મ કરનારના ભાવમાં વિપર્યય થવાથી ફળના સ્વરૂપમાં વિપર્યય છે. આજ ફળના પરિણામ ઉપરથી કર્ત્તાના મનોભાવનું સારા નરસાપણું નિશ્ચિત કરવામાં આવે છે; એજ મનોભાવ પ્રમાણે કર્મનું શુભપણું માનવામાં આવે છે. અતઃ

આથી એ સિદ્ધ થઈ ગયું કે, ધર્મ-અધર્મ-પુણ્ય-પાપ-સુકૃત-દુષ્કૃતનું મૂળભૂત કેવળ મનજ છે. ભાગવત ધર્મના નારદ પંચરાત્ર નામક ગ્રંથમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કેઃ—

मानसं प्राणिनामेव सर्वकर्मैककारणम् ।
मनोऽरूपं वाक्यं च वाक्येन प्रस्फुटं मनः ॥

અર્થાત્ પ્રાણિઓના તમામ કર્મોનું મૂળ એક માત્ર મનજ છે. મનને અનુરૂપજ મનુષ્યની વચન આદિ પ્રવૃત્તિ થાય છે અને એ પ્રવૃત્તિ વડે એનું મન પ્રકટ થાય છે.

આવી રીતે તમામ કર્મોની અંદર મનનીજ પ્રધાનતા છે. એથી આત્મિક વિકાસમાં સૌથી પ્રથમ મનને શુદ્ધ તેમજ સંયત બનાવવાની આવશ્યકતા છે. જેનું મન આ રીતે શુદ્ધ અને સંયત બને છે તે પછી તે કોઈ પણ પ્રકારના કર્મોથી લિપ્ત થતો નથી. યદ્યપિ જ્યાં સૂધી દેહને ધારણ કરે છે ત્યાં સૂધી એનાથી કર્મનો સર્વથા ત્યાગ થવો અસંભવ છે. કેમકે ગીતાનું કથન છે કેઃ—

' न हि देहभृता शक्यं त्यक्तुं कर्मण्यशेषतः । '

તથાપિ

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

આ ગીતાના કથનપ્રમાણે—જે યોગયુક્ત, વિશુદ્ધાત્મા, વિજિતાત્મા, જિતેન્દ્રિય અને સર્વ ભૂતોમાં આત્મબુદ્ધિ રાખનાર પુરૂષ છે તે કર્મ કરતે છતે પણ અલિપ્ત રહે છે.

ઉપરના આ સિદ્ધાન્તથી પાઠકોના સમજવામાં સારી રીતે આવશે કે, જે સર્વવ્રતી-પૂર્ણત્યાગી મનુષ્ય છે તેનાથી જો કંઈ સૂક્ષ્મ કાયિક હિંસા થાય છે તો એનું ફળ એને કેમ નથી મળતું? એટલા માટે કે એનાથી થઈ જતી હિંસામાં એનો ભાવ હિંસક હોતો નથી. અને હિંસકભાવવિના થએલી હિંસા હિંસા કહે-

વાતી નથી. એથી આવશ્યક મહાભાષ્ય નામક આપ્ત જૈન ગ્રંથમાં કહ્યું છે કે:—

असुभपरिणामहेउ जीवाबाहो त्ति तो मयं हिंसा।
जस्स उ न सो निमित्तं संतो विन तस्स सा हिंसा॥

અર્થાત્ કોઈ જીવને કષ્ટ પહોંચાડવામાં જે અશુભ પરિણામ નિમિત્તભૂત છે તે એ હિંસા છે અને ઉપરથી હિંસા જણાતી હોવા છતાં પણ જેની અંદર એ અશુભ પરિણામ નિમિત્ત નથી એ હિંસા નથી કહેવાતી. આજ બીના બીજા એક ગ્રંથમાં આ પ્રકારે કહેલી છે.

जं न हु भणिओ बंधो जीवस्स वहेवि समिइगुत्ताणं।
भावो तत्थ पमाणं न पमाणं कायवावारो॥

( ધર્મરત્ન મંજૂષા પૃ. ૮૩૨ )

અર્થાત્ સમિતિ-ગુપ્તિયુક્ત મહાવ્રતીઓનાથી કોઈ જીવનો વધ થઈ જવા છતાં પણ તેને એનું બન્ધન થતું નથી. કેમકે બન્ધમાં માનસિક ભાવજ કારણીભૂત હોય છે કાયિક વ્યાપાર નહીં. આજ બીના ભગવદ્ગીતામાં પણ જણાવેલી છે:—

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमांल्लोकान् न हन्ति न निबध्यते॥

એટલે કે જેના હૃદયમાંથી ' અહંભાવ ' નષ્ટ થઈ ગયો છે અને જેની બુદ્ધિ અલિપ્ત રહે છે એ પુરૂષ કદાચિત લોકદ્રષ્ટિએ લોકોને પ્રાણિઓને મારવાવાળો જણાય તો પણ નથી એ એને મારતો અને નથી એ એ કર્મથી બદ્ધ થતો.

આથી ઉલટું જેનું મન શુદ્ધ અને સંયત નથી, જે વિષય તથા કષાયથી લિપ્ત છે એ બાહ્ય સ્વરૂપમાં અહિંસક દેખાતો હોવા છતાં પણ તત્ત્વથી તો તે હિંસકજ છે. એને માટે સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે કે—

**अहणंतो वि हिंसो दुट्ठत्तणओ मओ अहिमरोव्व ।**

જેનું મન દુષ્ટ ભાવોથી ભરેલું હોય છે એ કોઈને ન મારે તો પણ તે હિંસકજ છે. આ પ્રમાણે જૈન ધર્મની અહિંસાનું સંક્ષિપ્ત સ્વરૂપ છે. §



§ 'મહાવીર' પત્રમાં પ્રગટ થએલા મુનિશ્રી જિનવિજયજી મહારાજના હિન્દી લેખનું ભાષાન્તર.

# दयाधर्म.



( તા. ૧૫–૧૧–૨૧ ના રોજ અમદાવાદ ખાતે શ્રીમદ્ રાજચંદ્ર જયન્તિ અમદાવાદમાં ઉજવવામાં આવી. તે પ્રસંગે પ્રમુખ-સ્થાનેથી ગાંધીજીનું નીચેનું મનનીય પ્રવચન થયું હતું. )

તમે બહેનો તેમજ ભાઈઓ પણ હું જે કહું તે શાંતિપૂર્વક સાંભળજો. કોઈ બીજાની સાથે વાત ન કરે ને સાંભળવા ઈચ્છનારને વિઘ્ન ન કરે.

ભાઈઓ અને બહેનો,

## દયાધર્મનો પ્રથમ પાઠ.

આ પ્રસંગે હું એક સ્મરણ કરાવવા ઇચ્છું છું. એ પ્રસંગ તમે કદાચ ભૂલી ગયાં હશો, પણ હું ભૂલી નથી ગયો. મારા વિલાયતથી આવ્યા પછી આપણે અમદાવાદમાં આ જયંતિ ઉજવવા પ્રેમાભાઈ હૉલમાં મળ્યા હતા. ત્યાં મેં કહ્યું હતું કે જેની પૂજાને અર્થે આપણે એકઠા થયા છીએ તેની પૂજા અવાજ કર્યા કરશું તો નહિ થાય; ઉલટા આપણે તેમને વગોવીશું. પછી ઘણી મુસીબતે થોડી-વાર શાંતિ મેળવી ને જાળવી શકાઈ. ત્યાર પછી તો સાબરમ-તીનાં ઘણાં પાણી વહી ગયાં. આપણને પણ અનેક મીઠા કડવા અનુભવો મળી ગયા. સભામાં શાંતિ જાળવવાનો નિયમ આપણે કંઈક અંશે શીખ્યા. સભામાં વખતસર આવીએ ને આવ્યા પછી પોતાની જગ્યા છોડીએ નહિ, એ સભ્યતાનો સાદામાં સાદો નિયમ છે. આજના વિષયને અનુસરીને કહેવા બેસું તો એ નિયમ દયાધર્મનો પ્રથમ પાઠ છે.

## રાક્ષસ પ્રવૃત્તિ.

આપણે પોતે અગવડ ભોગવી લઈએ, કે જેથી બીજાની સગવડ સચવાય. આપણને જે ઘડીએ જે ઇચ્છા થઈ તેનો તરતજ અમલ કરી દેવો, તેની અસર દુનિયાં ઉપર શી થશે તેનો વિચાર ન કરવો, એ સંયમ નહિ કહેવાય. તે સ્વચ્છંદ છે. તે દૈવી પ્રવૃત્તિ નથી, પણ રાક્ષસી પ્રવૃત્તિ છે. જ્યાં અવ્યવસ્થા એ જ વ્યવસ્થા હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. જ્યાં અવાજો જ થયાં કરતા હોય, કોઈનો વિચાર ન હોય, કોઈની મર્યાદા ન હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. કોઈ એવું વિશેષ ચિહ્ન નહિ બતાવી શકાય, કે જે જોઈએ તો રાક્ષસી પ્રવૃત્તિ ઝટ ઓળખી લઈએ. દરેક પ્રવૃત્તિ હંમેશાં મિશ્રિત હોય છે, જ્યાં હૃદયમાં મોટે ભાગે અશાંતિ પ્રવર્તતી હોય, જ્યાં અશાંતિની જ મૂર્તિ ખડી થતી હોય તેવી પ્રવૃત્તિને રાક્ષસી પ્રવૃત્તિ કહીએ.

## ' રાક્ષસી ' શબ્દ.

આજકાલ ' રાક્ષસી ' શબ્દના ઉપયોગમાં મારો નંબર પહેલો આવે તેમ છે. એ શબ્દ વાપરવો મને ગમે છે એમ નથી. બધી દુનિયાં ભલે તેમ માની લે, મારો પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે એ શબ્દના મારા ઉપયોગમાં દયા સિવાય બીજું કંઈ જ નથી. તેમાં દ્વેષ નથી. તેમાં રોષ નથી. હું વસ્તુને જે પ્રકારે જોઈ રહ્યો છું તે જ પ્રકારે તેને ચીતરી રહ્યો છું. તેમાં હું દયાધર્મ પાળી રહ્યો છું. દયાધર્મના ચિંતનને અર્થે આજનો પ્રસંગ બેવડો વધાવી લેવા યોગ્ય છે.

## ભક્ત ને ટીકાકાર.

જે પુરૂષના સ્મરણ અર્થે આપણે અહીં આવ્યા છીએ તેના આપણે પૂજારી છીએ. હું તેનો પૂજારી છું. ટીકાકાર કોઈ દિવસ પૂજારી ન હોઈ શકે. તેથી જેનામાં ટીકા છે તેમને આવવાનો આ પ્રસંગ નથી. ટીકાકાર પણ શંકાસમાધાન માટે નમ્ર બનીને ભલે આવે, પણ પોતાની શંકાને પોષવાનો તેનો ઈરાદો હોય તો સભ્ય-

તાનો નિયમ સૂચવે છે કે આજે તેનું અહીં કામ નથી. જગત્‌માં સૌને સ્વતંત્રતા હોવી જોઈએ. ટીકાકારને જગત્‌માં આશ્રય સારૂ સ્થાન હોવું જોઈએ એ ખરૂં, પણ ભક્તને-પૂજારીને પણ એવું સ્થાન જગત્‌માં હોવું જોઈએ, કે જ્યાં તે ટીકાકારથી રહિત પોતાનું કાર્ય આટોપી શકે. એટલે આજે તો કવિશ્રીને વિષે જેમને પ્રેમ છે, તેવા તેમના ભક્તો જ અહીં આવ્યા છીએ એમ હું માની લઈશ. તેવા શ્રદ્ધાન્વિત હોય તેમને જ આજે હું કહેવા ઈચ્છું છું, કે આજનો પ્રસંગ બેવડો વધાવવા યોગ્ય છે.

## અસહકારનું મૂળ—દયા.

જેમનું પુણ્યસ્મરણ કરવા આપણે આવ્યા છીએ તે દયાધર્મની મૂર્તિ હતા. તેમણે દયાધર્મને જાણ્યો હતો ને પોતાના જીવનમાં કેળવ્યો હતો. અત્યારે હિંદુસ્તાનમાં જે કામ આપણે કરી રહ્યા છીએ તેમાં પણ દયાધર્મ જ રહેલો છે. એ કામ આપણે રોષથી નથી કરતા. વસ્તુસ્થિતિ એવી આવી પડેલી છે કે આપણને રોષનાં જબરાં કારણો મળેલાં છે, આપણે અત્યંત દૂભાયા છીએ. તે વખતે પણ એ વિચાર આપણામાં રહ્યો છે કે દુભવનાર સાથે આપણે કેમ વર્તવું, કે જેથી તેમને આપણે સામા ન દૂભવીએ, આપણે કઈ રીતે તેમનું પણ સારૂં કરી શકીએ. અસહકારનું મૂળ દયામાં રહેલું છે, રોષમાં નથી. રખે આપણે પોતે ભૂલતા હોઈએ એમ ધારીને આપણે સામા પર રોષ કરતા નથી. તેનાથી જાતેજ ભાગીએ છીએ.

## દયાધર્મમાં આઘાત.

એમ ભાગવાથી ગંભીર પરિણામ જરૂર થાય છે. એથી જે પુરૂષો સાથે કે સંસ્થા સાથે આપણે અસહકાર કરીએ છીએ તે સંસ્થા ચલાવનાર પુરૂષોને આઘાત તો જરૂર પહોંચે છે. પણ દયાધર્મનો અર્થ કોઈ સ્થળે આઘાત કરવો જ નહિ એવો નથી. કવિશ્રી પાસેથી હું એવો દયાધર્મ શીખ્યો નથી. આપણા પોતાના સત્કાર્યથી, કર્તવ્યપાલનથી બીજાને દુઃખ થતું હોય તો તે વ્હોરીને પણ સત્કાર્ય કરવું એમાં જ ખરો દયાધર્મ છે.

## નિકટ સંબંધ.

રાયચંદભાઈ સાથેનો મારો પ્રસંગ એક જ દિવસનો ન હતો. ૧૮૯૧ ના જૂનની આખરે મુંબઈમાં ઉતરીને હું પહેલવહેલો જે ઘરમાં ગયેલો તે મને બરાબર યાદ છે. ડૉ. મહેતાએ ને ભાઈ રેવાશંકર જગજીવને મારી તેમની સાથે ઓળખાણ કરાવી. ત્યારથી એમના મરણાંત સૂધી અમારો સંબંધ નિકટમાં નિકટનો રહ્યો હતો.

## આઘાતની શરતો.

ઘણીવાર કહી ને લખી ગયો છું કે મેં ઘણાનાં જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઈના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના જીવનમાંથી છે. દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું. એવું એક પણ કાર્ય નહિ હોઈ શકે કે જેમાં કોઈને જ આઘાત પહોંચતો ન હોય. પણ આ આઘાત દયાથી થએલો હોવો જોઈએ. આ આઘાતની બે શરતો છેઃ

૧. સામાને આઘાત પહોંચે તેના કરતાં આપણને વધારે પહોંચે તો જ આપણે તેવું કાર્ય કરીએ.

૨. આપણો હેતુ શુભમાં શુભ હોય, તેમાં સામાનું કલ્યાણ જ આપણા મનમાં હોવું જોઈએ.

## વ્યસની પુત્રનું દૃષ્ટાન્ત.

આપણે માની લઈએ કે મારો દીકરો દારૂ પીએ છે, બીડી પીએ છે, વ્યભિચારી છે. તે મારી પાસે પૈસા માગે છે. આજ સૂધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હું આંધળો બાપ હતો. હું રાયચંદભાઈના પ્રસંગથી શીખ્યો કે મારે પોતાને તો દારૂ— બીડી ન જ પીવાં જોઈએ. વ્યભિચાર ન જ કરવો જોઈએ, પણ બીજાને યે તેમાંથી ઉગારી લેવા જોઈએ. એટલે મારો ધર્મ છે કે હું મારા દીકરાને પૈસા ન આપું. તેના હાથમાં દારૂની પ્યાલી જોઉં તો મારે તે ઝૂંટવી લેવી જોઈએ. મને ખબર પડે કે અમુક

પેટીમાં તે દારૂ રાખે છે તો મારે તે પેટી બાળી નાંખવી જોઈએ. બાટલી દેખું તો મારે તે ફોડી નાંખવી જોઈએ. એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોંચશે. મને એ ક્રૂર બાપ માનશે. દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોંચે તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી દયાધર્મ-પરોપકાર ધર્મ-તો એવા પ્રસંગમાં સૂચવે છે કે તેના હાથમાંથી દારૂની બાટલી છીનવી લેવી. બળાત્કાર કરીને તેના હાથમાંથી હું તે પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમાં અમુક ઠેકાણે તે દારૂ રાખે છે . તો ત્યાંથી લઈને હું તેને જરૂર ફોડી નાંખું

સામાને આઘાત થતો હોય છતાં આપણે ઘણાં કામ કરવા પડે છે. રાયચંદભાઈએ મારી પાસે ને બીજા કેટલાએની પાસે એવાં ઘણાં કામ કરાવ્યાં છે કે જેથી મને ને તે લોકોને આઘાત પહોંચે. પણ તેઓ મારી પાસે તેવાં કામ કરાવે જ.

## દયાધર્મનું માપ.

સામાન્ય વસ્તુમાં કોઈને નકામા ન દૂભવીએ, દયાધર્મનું નામ લઈ બીજાને નાની વાતમાં પણ ટોકવા ન બેસી જઈએ, એ દયા-ધર્મનું સરસમાં સરસ માપ રાયચંદભાઈએ મૂકી દીધું છે. આ સામાન્ય માપ સમજીએ તો પૂરી સમજણ પડતી ન હોય તેવું ઘણું આપણે લોકલજ્જાએ જ કરી લઈએ. ખાદી શા માટે પહે-રવી એ હું સમજી શકતો ન હોઉં, ઝીણી મલમલ મને ગમતી હોય, તો પણ જે સમાજમાં હું રહું છુ તે બધા ખાદી પહેરે છે ને ખાદી પહેરવામાં કંઈ ખોટું કે અધર્મ નથી. સમાજમાં જે થાય છે તે હું કરૂં આવો સરળ ન્યાય રાયચંદભાઈએ મને શીખવ્યો.

મુંબઈમાં એકવાર અમે દયાધર્મની વાતો કરતા હતા. ચામડું વાપરવું જોઈએ કે નહિ તેનો વિચાર ચાલતો હતો. અમે બન્ને-યે છેવટે માની લીધું કે ચામડા વિના તો ન જ ચલાવી શકાય. ખેતી જેવા ઉદ્યોગ તો ચાલવા જોઈએ; પણ કંઈ નહિ તો ચામડું માથે તો ન જ પહેરીએ. હું તો મૂળથી જ જરા શકરો રહ્યો. મેં પછયું કે તેમને માથે ટોપીમા શું છે? એ પોતે તો આત્મ-

ચિંતનમાં લીન રહેનારા હતા. પોતે શું પહેરે છે, શું ઓઢે છે એના વિચાર કરવા બેસતા નહિ. માથે ટોપીમાં ચામડું છે એ તેમણે જોએલું નહિ. પણ મેં બતાવ્યું કે તરત તેમણે ટોપીમાંથી ચામડું તોડી કાઢ્યું. મને કંઈ એમ નથી લાગતું કે મારી દલીલ એટલી સજ્જડ હતી કે તેમને સોંસરી ઉતરી ગઈ. તેમણે તો દલીલ જ કરી નહિ: તેમણે વિચાર્યું કે આનો હેતુ સારો છે, મારી તરફ પૂજાભાવ રાખે છે, તેની સાથે ચર્ચા શું કામ કરૂં? તેમણે તો તરત ચામડું ઉતારી નાંખ્યું; ને ફરી પાછું કદિ ચામડું માથે પહેર્યું નહિ હોય એમ માનું છું. પણ કોઈ જો આજે એમ કહેતો આવે કે ત્યાર પછી તેણે તેમને ચામડાવાળી ટોપી પહેરતા જોયા હતા તો પણ મને તેમાં આઘાત ન પહોંચે. હું ફરીથી તેમની પાસે પહોંચું તો તે ફરીથી તરત જ પાછું ચામડું ઉતરડી નાંખે. તેમનું એમાં ચિત્ત ન હોય એટલે રહી ગયું હોય.

## મહાપુરૂષનું મહત્વ.

એમાં જ મહાપુરૂષનું મહત્વ છે. તેનામાં મિથ્યાભિમાન નથી હોતું એમ એ બતાવે છે. બાળક પાસેથી પણ તે શીખો લેવાને તૈયાર હોય છે. મોટા માણસો નાની બાબતોમાં મતભેદ ન રાખે. નાની નાની બાબતોમાં જે દયાધર્મને બ્હાને મતભેદ રાખ્યાં કરે, આત્મનાદની વાતો કરવા બેસે તેને, હું કહું છું, કે આત્માનો નાદ છે જ નહિ, અથવા તો પશુની જેમ તેનો આત્મા સૂતેલો છે. મનુષ્યમાં ઘણોખરો તો આત્મા ઉંઘતો જ હોય છે. મનુષ્યમાં ને પશુમાં ભેદ એટલો છે કે મનુષ્યનો આત્મા પુરેપૂરો જાગી શકે છે. જો આપણે નવાણું પ્રસંગોમાં દુનિયાં સાથે ચાલતા હોઈએ તો એક પ્રસંગમાં તેને કહી શકીએ કે આ તમે ઠીક નથી કરતા. જન્મ્યો ત્યારથી દુનિયાં સાથે જે વેર બાંધીને બેસે છે તે પ્રેમ બતાવી કેમ શકે?

ઘણા પ્રસંગોમાં તો આપણે જડ હોઈએ તેમજ વર્તવું જોઈએ. શુદ્ધ જડમાં ને ચૈતન્યમાં નહિ જેવો જ ભેદ છે. જગત્ બધું જડ રૂપેજ દેખાય છે, આત્મા તો કોઈકવાર જ પ્રકાશે છે. અલો-

કિક પુરૂષનો એવો વ્યવહાર હોય છે. એવો વ્યવહાર રાયચંદ-ભાઈનો હતો એવું મેં જોયું છે.

## અસહકારનું સૌથી સુંદર પરિણામ.

તેઓ જો આજે જીવતા હોત તો અત્યારે ચાલી રહેલી પ્રવૃત્તિને તેમણે આશીર્વાદ જ આપ્યો હોત. આ વસ્તુમાં ધર્મ છે. જેના આત્મામાં દયાધર્મ વસે છે તેનાથી આમાં પડયા વિના રહેવાય જ નહિ. આમાંથી રાજપ્રકરણી, આર્થિક, ઇ૦ પરિણામો ભારે સુંદર આવવાનાં તે તો છે જ, પણ સૌથી સુંદર પરિણામ તો એ આવશે કે આ પ્રવૃત્તિથી ઘણા ઉગરી જશે; ઘણા મોક્ષને લાયક થઈ જશે. જો વરસને અંતે એવો અનુભવ ન થાય તો મને જીવવું વિષમ થઈ પડે.

## કવિશ્રીનો દયાધર્મ.

આજકાલ મને શીખવવા નીકળનારાઓનો પાર નથી. કોઈ મને ગીતા શીખવવા આવે છે કે ગીતામાં કહ્યું છે કે આતતાયીને હણવામાં પાપ નથી. હું જાણું છું કે એ પાખંડ છે, તેમાં જરાયે દયાધર્મ નથી. ખૂન કરનાર ઉપર પણ પ્રેમ કરવો એ દયાધર્મ મને કવિશ્રીએ શીખવ્યો છે, એ ધર્મનું તેમની પાસેથી મેં કુંડાં ભરીને પાન કર્યું છે.

## કળિકાળ.

તેઓ ઘણીવાર કહેતા કે ચોપાસથી કોઈ બરછીઓ ભોંકે તે સહી શકું, પણ જગત્‌માં જે જૂઠ, પાખંડ, અત્યાચાર ચાલી રહ્યાં છે, ધર્મને નામે જે અધર્મ વર્તી રહ્યા છે, તેની બરછી સહન થઈ શકતી નથી. અત્યાચારોથી ઉકળી રહેલા તેમને ઉકળી જતા મેં ઘણી વાર જોયા છે. તેમને આખું જગત્ પોતાના સગા જેવું હતું. આપણા ભાઈ કે બ્હેનને મરતા જોઈને જે કલેશ આપણને થાય છે તેટલો કલેશ તેમને જગતમાં દુઃખને, મરણને, જોઈને

થતો. કોઈ કહે, તેઓ તેમને પાપે દુ:ખ પામતાં હોય. પણ તેમને પાપ કરવું શું કામ પડ્યું? જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટી ખીણો ને પર્વતો ઓળંગવાં પડે છે ત્યારે આપણે તેને કળિકાળ કહીએ છીએ. તે વખતે જગત્માં પુણ્ય બહુ જોવામાં આવતું નથી. ઠેકાણે ઠેકાણે પાપ દેખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યાં કરે છે. તેવી સ્થિતિમાં દયાધર્મનું પાલન કરવા ઇચ્છીએ તો આપણો આત્મા ક્લેશથી ઉભરાઈ જવો જોઈએ. એમ લાગવું જોઈએ કે આવી સ્થિતિમાં જીવવું તે કરતાં દેહ જર્જરિત થઈ જાય, પડી જાય તે વધારે સારૂં.

## દયાધર્મની નિશાની.

રાયચંદભાઈનો દેહ એટલી નાની ઉંમરે પડી ગયો તેનું કારણ મને એજ લાગે છે. તેમને દરદ હતું એ ખરૂં, પણ જગત્ના તાપનું જે દરદ તેમને હતું ને અસહ્ય હતું પેલું શારીરિક દરદ તો જો એકલું હોત તે જરૂર તેઓ તેને જીતી શક્યા હોત. પણ તેમને થયું કે આવા વિષમ કાળમાં આત્મદર્શન કેમ થઈ શકે? દયાધર્મની એ નિશાની છે.

## ઉત્પત્તિ ક્રૂર ધર્મ છે.

દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી. માકડને ન મરાય એ ખરૂં છે, પણ માકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલું ઘાતકીપણું મારવામાં છે તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે.

શૂન્ય બની જવું એ મોક્ષની કલ્પના છે. પાંચ તત્ત્વોનું જગત્ બનેલું છે, ને બધાં શૂન્ય થઈ જાય—જો કે આવું બનવું શક્ય નથી ભાસતું—પણ કદાચ આખા જગત્નો એકી વખતે આવો મોક્ષ થઈ જાય તોપણ તે અનિષ્ટ તો નથી જ. જગત્માં હજુ તો અનેક જીવો મૂઢ યોનિમાં પડેલા છે તે બધા એકી સાથે મોક્ષ પામવાની દશામાં કોઈ કાળે આવે એ અશક્ય જેવું છે, પણ શક્ય હોય તોયે તેમાં કોઈને ખોવાપણું નથી. આપણે એટલું તો

સમજી શકીએ કે આપણે ઉત્પત્તિ કરવી એ દયાધર્મ નથી ક્રૂર ધર્મ છે. તેમાં મદ છે, મોહ છે, અભિમાન છે. પેદા કરવામાં પાપ છે.

માંકડને આપણે બધા પેદા કરીએ છીએ. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરૂં છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય ?

## જંતુ અને મનુષ્ય.

માંકડ, મચ્છર, વગેરે સૂક્ષ્મ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણસને ન મરાય. માણસને મારવો ને માંકડને મારવો એની વચ્ચે પસંદગી કરવી પડે એવા પ્રસંગ આવે ત્યારે કોને મારવો ? માણસને મારીને માંકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શક્ય હોય છે. માંકડને મારીને માણસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ શક્ય છે. હું તો એ બન્ને જાતના પ્રસંગમાંથી ઉગરી જવાનો માર્ગ કહું છું તે દયાધર્મ છે.

## પતિતનો અને પુણ્યવાનનો ધર્મ.

કવિશ્રી કહેતા કે ' જૈનધર્મ જો શ્રાવકોના હાથમાં ન ગયો હોત તો એનાં તત્ત્વો જોઈને જગત્ ચકિત થાત. વાણિઆઓ તો જૈન ધર્મતત્ત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડીઆરા પૂરે છે, પતંગું મ્હોમાં જાય તો તેમને દુઃખ થાય છે, એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો; પણ જે એમ જાણે છે કે એમાં જ જૈનધર્મની પરિસીમા છે, તેઓ તો ધર્મની નીચામાં નીચી શ્રેણીએજ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એ ધર્મ પુણ્યવાનનો નથી.' આથી ઘણા શ્રાવકો કહે છે કે રાજચંદ્રને ધર્મનું ભાન ન હતું, તે દંભી હતા. અહંકારી હતા. હું પોતે તો જાણું છું દંભ અહંકારનું તેમનામાં નામ ન હતું.

## અહિંસાનો જન્મ.

માંકડ વિ૦ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો-જો કે તેમને મારવાં તો ન જ જોઈએ. પણ એ તો પહેલું પગથિઉં છે. કોઈ જમાનામાં એવી માન્યતા નીકળી હશે કે મનુષ્યને નિભાવવા ખાતર કોઈ પણ જંતુને મારવામાં પાપ નથી, ત્યારે કોઈ સાધુ ઉભો થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ કહ્યું હશે કે 'રે મુરખા, ક્ષણિક દેહની ખાતર જંતુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તાલાવેલી હોવી જોઈએ કે દેહ તો કાલે પડતો હોય તો ભલે આજે પડે.' આમાંથી 'અહિંસા' નો જન્મ છે.

## દયાધર્મનો વિશાળ અર્થ.

પરંતુ જે માંકડને નથી મારતો, પણ પોતાનાં સ્ત્રીપુત્રને મારે છે તે જૈન નથી, તે હિંદુ નથી, તે વૈષ્ણવ નથી, તે શૂન્ય છે. આપણે કવિશ્રીની સ્મૃતિને દિવસે દયાધર્મનો સંકુચિત અર્થ છોડીને તેનો વિશાળમાં વિશાળ અર્થ લઈએ. એક પણ જીવને દૂભવવો, દુશ્મન માનવો, એ પાપ છે. જે એમ ઈચ્છે છે કે જનરલ ડાયરને ફાંસી દઈએ, સર માઈકલ ઓડવાયરને બળતા અંગારમાં નાંખવો જોઈએ,—તે નથી શ્રાવક, નથી વૈષ્ણવ, નથી હિંદુ. તે કંઈજ નથી. અહિંસાનું રહસ્ય એજ છે કે ગુસ્સો રોકવો, આત્માની મલીનતા દૂર કરવી. જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, કેટલાયનાં મનમાં મનમાં ખૂન કરતો હોઇશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ? એટલે મેં નિશ્ચય કર્યો કે તરવારથી મને કોઈ મારે, પણ મ્હારે તેને મારવો નહિ. એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે.

પણ જ્યારે હું બોલતો હોઉં છું ત્યારે દયાધર્મ શબ્દ વાપરતો નથી. આજે રાજચંદ્ર જયન્તિનો પ્રસંગ હોવાથી હું દયાધર્મની વાત કરૂંછું. હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એજ છે ને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ.

## મોટું પાપ કયું ?

સર્પને મારવામાં પાપ છે તે કરતાં મનુષ્યશરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે. પશુવાઘને તો આપણે બીકને વશ થઈ ને મારીએ છીએ, રોષથી નથી મારતા. જો કોઈ ધર્મરાજા ખરેખર હોય ને તેના હાથમાં આપણાં પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય તો તે વાઘને મારનારની દયા ખાઈને કદાચ તેને માફી આપશે. કારણ કે તેમાં તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે; એક પશુએ બીજા પશુને માર્યું છે. પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે, દંભ હોય છે. ધર્મરાજ કહેશે 'અરે મુરખ, તેં મનુષ્યનો માર્યો તેની પાછળ તો કેટલીએ ખટપટ, કેટલાંયે પાખંડ હોવાં જોઈએ.'

## વાણીઆનો વેપાર.

શ્રાવકોને ને બધાને હું કહું છું કે જીવદયાનો અર્થ કીડી મકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવાં એટલો જ નથી. તેમનેએ મારવાં તો ન જ જોઈએ. પરંતુ મનુષ્યયોનિમાંના કોઈ જીવને પણ છેતરવાં ન જ જોઈએ. અને છતાં ઘણા વેપારીઓ બીજું શું કરે છે? કોઈ શ્રાવક મારી પાસે તેના ચોપડા મકે તો હું તેને બતાવી દઉં કે એ શ્રાવક નથી. જો કપડાંનો આપણે વેપાર કરીએ એની ઉત્પત્તિ કયાંથી છે? મેલમાં જ તેની ઉત્પત્તિ છે કે નહિ. તેની કાંજીમાં ચરબી છે કે નહિ એ વેપારીએ વિચારવું ઘટે. દામદુપટ લેવું તેને હરામ હોવું જોઈએ. એ શ્રાવકનો ધર્મ નથી. એક પૈસો, બે પૈસા મજૂરી ચઢાવો તો ઠીક, પણ આટલી બધી જંજાળ શી આટલો પાખંડ શો? વ્યાજ તો એટલું બધું લેવાય છે કે સામો માણસ મરી જ જાય. હું જ્યાં જાઉં છું ત્યાં શ્રાવકો તેમજ વૈષ્ણવ બન્ને વાણીયાની સામે ફરિયાદો હોય છે. ઘણા ગોરાઓ મને મેણું મારે છે કે તમારા જ લોકો કેટલું બધું વ્યાજ લે છે.

## વૈશ્ય ધર્મ.

આપણે નીચ વાણીયા મટીને ક્ષત્રિય થવું જોઈએ. વૈશ્ય ધર્મ એટલે મજૂરી બિલકૂલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ, એમ નથી. ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય-ક્ષત્રિયપણું-બતાવે, વેપારમાં વિવેક બતાવે, ને આપણાથી દારૂ ન વેચાય, માછલાં ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય—એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજૂરી કરે ને આપણે પડયા પડયા વ્યાજ ખાઈએ તો આપણે પતિત થઈએ. યજ્ઞ તરીકે પણ થોડી મજૂરી આપણે દરરોજ કરી લેવી જોઈએ.

પ્રધાનપણે તો વ્યાપાર એજ વાણીયાનો ધર્મ રહે, પણ બીજા ધર્મો પણ તેમનામાં હોવા તો જોઈએ જ. મારી સ્ત્રીના રક્ષણ સારૂ મારે જો કાબૂલી કે પઠાણ રાખવો પડે તો તે કરતાં મારે—હું હિંદુ હોવા છતાં—મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરી નાંખવા જોઈએ. પણ આજે ઘણા વાણીયાઓ શું કરે છે? તેઓએ સિપાઈઓ, ભૈયાઓ, પઠાણો, રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષા નથી; પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવાની તાકાત ન હોય તો તમે જઈને મઢુલીમાં બેસો, ને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણીયાનો ધર્મ જગત્‌ની રક્ષા સારૂ નીકળી પડવાનો નહિ રહે; જ્યારે જ્યાં દુઃખી દેખશે ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

રાયચંદભાઈના જીવનમાંથી મોટામાં મોટી વસ્તુ મેં એ જોઈ કે વણિક વણિક તો રહેજ. અત્યારે તો વણિક એ વણિક જ રહ્યો નથી. ખરો વણિક બનવા માટે મોટા પંડિત બનવાની કે ગાઝાં થોથાંની જરૂર નથી. જે મેલો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેતો હશે. જેના હૃદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હૃદયમાં દયાધર્મ વસતો હશે તે 'કેવળી' બને શકે, તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નથી.

તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતી સૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું.

## રાજચંદ્ર પુસ્તકાલય.

વઢવાણમાં જયંતિ ઉજવાઈ તે વખતે જ રાજચંદ્ર પુસ્તકાલય ખોલવું એવો સંકલ્પ કર્યો હતો. મકાન બાંધવાની તે વખતે વાત થઈ હતી. તે બાબતમાં મેં ભારે ઉત્સાહ બતાવ્યો નહતો. મેં કહ્યું હતું કે મકાન હશે, પણ તેમાં આત્મા નહિ હોય તો મકાન તો એક ઈંટડું છે. આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે. બધા સંજોગો ભેગા થયા છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરૂષ મળી ગયા છે. પુરાતત્ત્વમંદિરનું પુસ્તકાલય પણ જોડાઈ ગયું છે. તેનો લાભ જે કોઈ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

## જીવનમાં ઉતારજો.

જે તમે સાંભળ્યું તે સાથે લઈ જજો ને જીવનમાં ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને, પ્રિય લાગ્યું હોય-તેનો તો આજથી જ અમલ શરૂ કરી દેજો.



## શ્રીઆત્મતિલક ગ્રંથ સોસાયટી તરફથી પ્રગટ થએલાં સસ્તાં પુસ્તકો.



| | | | | |
|---|---|---|---|---|
| ગુણસ્થાન ક્રમારોહ | ... | ... | ... | ૧–૪–૦ |
| પરિશિષ્ટ પર્વ ( બે ભાગ ) | ... | ... | ... | ૧–૪–૦ |
| જૈન સાહિત્યમાં વિકાર થવાથી થએલી હાની | | | ... | ૧–૦–૦ |
| સંજીવની બુટી | ... | ... | ... | ૦–૮–૦ |
| મહાવીર શાસન | ... | ... | ... | ૦–૬–૦ |
| શિક્ષાકા આદર્શ | ... | ... | ... | ૦–૫–૦ |
| સંયમ સામ્રાજ્ય | ... | ... | ... | ૦–૫–૦ |
| શ્રીસીમન્ધર સ્વામીને ખુલ્લા પત્રો | | ... | ... | ૦–૪–૦ |
| સૂરાચાર્ય ઔર ભીમદેવ | ... | ... | ... | ૦–૪–૦ |
| રત્નેન્દુ .... | ... | ... | .... | ૦–૪–૦ |
| જિનગુણમંજરી | ... | ... | ... | ૦–૨–૦ |
| ચારિત્રમન્દિર | ... | ... | .... | ૦–૨–૦ |
| શ્રીયશોભદ્રસૂરિ ચરિત્ર ... | .. | .... | ... | ૦–૨–૦ |
| ઉચ્ચ જીવનના સાત સોપાન | ... | ... | .... | ૦–૨–૦ |
| શિશુ શિક્ષા .... | .... | .... | ... | ૦–૨–૦ |
| આરામનન્દન ... | ... | ... | .... | ૦–૨–૦ |
| રાષ્ટ્રીય ગીતાવલી | ... | ... | .... | ૦–૨–૦ |
| જાતીય શિક્ષા | ... | ... | ... | ૦–૧–૦ |

મળવાનું ઠેકાણું,

તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક,

૧૦૨૮ સદાશિવ, પૂના સિટી.

जैन इतिहासका उद्धार करने वाला !

जैन साहित्यका प्रसार करने वाला ! !

जैन तत्त्वज्ञानका विस्तार करने वाला ! ! !

# जैन साहित्य संशोधक

[ सचित्र त्रैमासिक पत्र ]

संपादकः —मुनिराज जिनविजयजी ।

इस सचित्र त्रैमासिक पत्रके बड़े बड़े चार अंक प्रकाशित गये हैं जिसमें हिन्दी, गुजराती और इंग्रेजीमें धुरंधर विद्वानोंक लिखे हुए अनेक महत्त्वके और अपूर्व लेख प्रकट हुए हैं। इस पत्र की देश और विदेशमें रहने वाले अनेक बड़े बड़े विद्वानोंने मुक्त कंठसे प्रशंसा की है। जैन इतिहास, साहित्य और तत्त्वज्ञान-के महत्त्वको प्रकाशित करने वाला ऐसा एक भी पत्र आज तक नहीं निकला। समय, शक्ति और द्रव्यका अपार खर्च करके यह पत्र प्रकाशित किया जाता है। इससे प्रत्येक जैन और अजैन जिज्ञासु सज्जन को इस पत्र का ग्राहक बन कर अपूर्व ज्ञान संपादन करना चाहिए। पत्रकी बहुत थोड़ी प्रतियां निकाली जाती हैं जिससे पीछेसे चौगुना दाम देने पर भी इसकी कापी मिलनी मुश्किल है।

दूसरे खंडकी शरुआत हो गई है। करीब ज्येष्ठ पौर्णिमा ला अंक छपकर तैयार हो जायगा।

वार्षिक मुल्य सय डॉक खर्चके ५॥) रुपये हैं और एक का मूल्य १॥) रुपया है।

पत्रव्यवहार करनेका पताः—

व्यवस्थापकः— जैनसाहित्य संशोधक,

भारत जैन विद्यालय, पूना सीटी.